





શિખધર્મ પ્રવર્તક

શ્રી

# ગુરૂ નાનકનું જીવનચરિત્ર.


લેખક,

એક થીઓસોફીસ્ટ.

મણીલાલ નથુભાઈ દોસી બી. એ.



પ્રકાશક,

સાકરલાલ બુલાખીદાસ બુકસેલર.

રીચીરોડ—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

અમદાવાદ.

ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

સંવત ૧૯૬૬. સને ૧૯૧૦.




મૂલ્ય રૂ. ૦-૧-૦



શિખધર્મ પ્રવર્તક

શ્રી

# ગુરૂ નાનકનું જીવનચરિત્ર.

લેખક,

એક થીઓસોફીસ્ટ.

પ્રકાશક,

સાકરલાલ બુલાખીદાસ બુકસેલર.

રીચીરોડ—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

અમદાવાદ.

ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

સંવત ૧૯૬૬. સને ૧૯૧૦.

મૂલ્ય રૂ. ૦-૧-૦

# સીવીલ પ્રોસીજર કોડ.

## પોપટલાલ અમથાશા વકીલનો બનાવેલો.

**ભરપુર ટીકા સાથે. કીંમત રૂ. ૬-૦-૦ પોસ્ટેજ જુદું.**

# હુંડી બુક.

ઊંચા ઇંગ્લીશ એક્સ્પોર્ટ કાગળમાં રંગીન સાહીથી છાપેલી પાના ૧૦૦ વાળી બુક ૧ નો રૂ૦ ૧ (એક) પોસ્ટેજ જુદું.

# એક સાલી ગણવટપટા.

ફુલસ્કેપ ઊંચા કાગળમાં સારી સાહીથી છાપેલા એકસાલી ગણવટપટા, પાકું બાઇન્ડીંગ. પાના ૧૦૦ ની બુક ૧ ની કીંમત રૂ૦ ૧) પોસ્ટેજ જુદું.

હુંડીબુક, એકસાલી ગણવટપટા તથા છાપવાના તમામ જાતના કાગળો, તમામ જાતના ફુલસ્કેપ હલકા તથા ભારે, પતંગના શીલ્વર પેપર, તમામ જાતના કાર્ડ, કવરો, વીઝીટીંગ કાર્ડો, જેતનફેવર તથા બીજી તમામ જાતની પેનસીલો, હોલ્ડરો, તમામ જાતના સ્ટીલો, તથા ચોપડાના દેશી તથા વીલાયતી કાગળ હમારે ત્યાંથી મળશે.

મળવાનું ઠેકાણું,

**શા. સોમચંદ ભગવાનદાસ.**

કાગળના વેપારી-કમીશન-એજન્ટ એન્ડ મીલ સ્ટોર સપ્લાયર,

પાનકોરના નાકે—**અમદાવાદ.**

# ગુરૂ નાનક દેવનું જીવનચરિત્ર.

હિંદુ અને મુસલમાન ધર્મ વચ્ચે ઐક્ય લાવવાને વાસ્તેજ આખું જીવન અર્પનાર અને શિખધર્મસંસ્થાપક મહાત્મા ગુરૂ નાનકનો જન્મ લાહોરની ઉત્તરમાં રાવી નદી ઉપર આવેલા એક નાના ગામમાં ઇ. સ. ૧૪૬૯ ની સાલમાં–કુમ્ભારાણા મરી ગયો તેજ સાલમાં થયો હતો. તેનો ખત્રી કુળમાં જન્મ થયો હતો. અને જે જગ્યાએ તેનો જન્મ થયો તે જગ્યા હાલ પણ 'નાનકાન' તરીકે શિખ પ્રજાને જાત્રાનું સ્થળ છે.

તે બાળપણથીજ એકલા રહેવાનું પસંદ કરતો હતો, તે ખોરાક પણ થોડો લેતો અને નિરંતર કાંઇક ને કાંઇ વીચારમાં મશગુલ રહેતો. જ્યારથી નાનકે બોલવાનું શરૂ કર્યું ત્યારથીજ ઇશ્વરનું નામ તે દેવા લાગ્યો. જ્યારે તે બાળક ૭ વર્ષનો થયો ત્યારે તેના પિતાએ તે ગામના 'મહેતાજી' પાસે નાનકને ભણવા મોકલવાની ગોઠવણ કરી.

તે 'મહેતાજી' નાનક તરફ ફરીને તેને મૂળાક્ષરો શિખવવા ઇચ્છતો હતો. પણ નાનકે મહેતાજી ભણી તાકીને જોયું અને મહેતાજીને આશ્ચર્ય ઉત્પન્ન થાય તેવી રીતે પૂછયું કે "શું તમે મને કાંઇ શિખવી શકશો?"

'અલબત' તે મહેતાજીએ જવાબ આપ્યો, 'હું મારો ભણાવવાનો ધંધો સારી રીતે જાણું છું. આવા સવાલ પૂછવા એ તારૂં કામ નથી, ચાલ વાંચવા માંડ.'

પણ નાનકે જરા ઠપકા ભરી નજરથી કહ્યું "મહેતાજી સાહેબ! જો તેમ હોય તો આ (સંસાર) બંધનમાંથી મુક્ત થવાનો માર્ગ મને બતાવો."

મહેતાજી ચીડાઇને બોલ્યા, "તું તારા મનથી શું સમજે છે? તું 'બંધ' અને 'મોક્ષ' એવા શબ્દોમાં શું સમજે?"

**નાનકે** નમ્રતાથી પ્રત્યુતર વાળ્યો "જો કે હજુ હું બાળક છું, છતાં હું તમને તે સંબંધી કહો તો કહી બતાવું."

મહેતાજીનો મીજાજ હાથમાં ન રહ્યો. તે જોસભેર બોલી ઉઠયાઃ "સમજાવ ત્યારે, બંધ અને મોક્ષ સમજાવ."

**નાનકે** કહ્યું: "સાહેબ જરા શાંત થાઓ, અને હું જે કહું છું, તે પર ધ્યાન આપો. શબ્દોનો ખરો અર્થ શું છે તે હું તમને વાંચતાં તથા લખતાં શિખવીશ.

"મોહને બાળી નાંખો, તેની રાખને બરાબર ઘસો અને પછી તેની સાહી* બનાવો; તમારી બુદ્ધિને કાગળ કલ્પો; અને ગુરૂદેવની કૃપાથી પ્રેમની કલમથી લખો કે 'જે અનંત અને અજ્ઞેય છે, તે પરમાત્માનું નામ જયવંતુ વર્તો!' આવી રીતે લખતાં ને વાંચતાં શિખો કે જેથી કરીને ભવિષ્યમાં સત્યના દીપક તરીકે તમે પ્રકાશી નીકળો."

"છોકરા!" મહેતાજી ભપકાબંધ બોલી ઉઠયા "તું જે જાણે છે, તે આજ છે કે! હું ધારૂં છું કે કોઇ ભટકતા ફકીર પાસેથી આ શબ્દો તેં સાંભળ્યા હશે. પણ ઇશ્વરની પ્રીતિ સંપાદન કરવાને દરેક હિંદુએ શું કરવું જોઇએ તે ક્રિયાઓના સંબંધમાં તું શું જાણે છે?"

"મહેતાજી!" નાનકે જરા મ્હોં ઉપર તેજ લાવીને કહ્યું.– "તમે ધર્મનું રહસ્ય બીલકુલ સમજતા નથી. તમે વેદ અને ધર્મશાસ્ત્રોનાં રહસ્યની કુંચીઓ ખોઇ બેઠા છો, તમે હિંદુઓના સાદા

---

* હિંદુસ્થાનમાં નાળીએરનાં છોડાં બાળી તેની રાખ કરી તેલ તથા ગુંદર સાથે ઘસીને સાહી બનાવવામાં આવે છે. તે રૂપક મનમાં રાખી નાનક આ શબ્દો બોલેલો છે.

અને પવિત્ર ધર્મને અનેક પ્રકારની ક્રિયાજાળમાં ગુંગળાવી માર્યો છે. ક્રિયાઓમાંજ તમે સર્વસ્વ માનો છો, અને દંતકથાઓ પ્રમાણે એક આંધળો બીજાને દોરે તેમ, તમે ગેરસમજથી દોરવાઓ છો. ઈશ્વરને તમારી રોટલીઓ કે પૈસા કે ફળની લાંચ જોઇતી નથી. સત્ય અને પ્રમાણિકપણાના સદ્‌ગુણથી તેની સેવા કરવી જોઇએ. અને સ્થૂળ રૂપાંતરથી ઇશ્વિરના પવિત્ર નામને તમારે કલંકિત બનાવવું જોઇએ નહિ."

તે મહેતાજીને આ શબ્દો વસમા લાગ્યા અને તે બાળકને તે મહેતાજી સખ્ત ઠપકો આપવાની તૈયારીમાં હતા, તેવામાં કોઇ યજમાન આવી મહેતાજીને તેડી ગયો.

નાનક ઘેર આવ્યો અને ઘરમાં પેસતાં વારજ તે એકાંત ઓરડીમાં દાખલ થયો; કેટલાક વખત પછી ઘણી મહેનતે તેના માબાપ તેને બારણાં ઉઘાડવાનું સમજાવી શક્યા, કારણ કે તે સમાધિમાં હતો.

તેઓએ તેને મીઠાઇ અને ફળ આપવા માંડ્યા પણ કાંઈ પણ લેવાની તેણે ના પાડી, અને જ્યારે તેમના કાલાવાલા તથા ધમકીની પણ બીલકુલ અસર તેને ન થઈ, ત્યારે તેનો બાપ ગભરાયો અને વૈદ્યને તેડવા કોઇ માણસ મોકલ્યું.

જ્યારે વૈદ્ય આવી પહોંચ્યો, ત્યારે **નાનક**ની નાડ તપાસવા તેણે હાથ લંબાવ્યો, પણ **નાનકે** પોતાનો હાથ વાળી લીધો અને પોતાનું અંગ સંકોચી બોલ્યો "તમારે મારૂં શું કામ છે?"

વૈદ્યે નમ્રતાથી જવાબ વાળ્યો: "હું તમારી નાડી તપાસવા માગું છું. તમને શો રોગ થયો છે, તે આ રીતે જાણવા ઇચ્છા રાખું છું. હું એક વૈદ્ય છું. અને એક એવી મીઠી દવા તને આપીશ કે જેથી તારી આ ચ્હેરાપરની ફીકાશ જતી રહેશે અને તું તંદુરસ્ત અને મજબૂત થઇશ."

"ગરીબ બિચારો વૈદ્ય!" નાનક બોલી ઉઠયો, "તું મારી નાડ તપાસવા માગે છે; પણ જાણતો નથી કે દરદ મારા **હૃદય**માં છે. જો તમે ખરા વૈદ્ય હો તો મારા દરદની **પરીક્ષા કરો,** અને પછી તે પ્રમાણે દવા આપજો. પણ તમે જાતેજ તંદુરસ્ત નથી તો પછી તમે મને શી રીતે સાજો કરી શકશો?"

"અરે છોકરા!" તે વૈદ્યે કહ્યું: "જો તું મને તારી નાડ જોવા દેઇશ, તો હું તારે વાસ્તે કાંઇક ઇલાજ શોધી કાઢીશ. અને તારા શરીરમાંથી સઘળો રોગ તદ્દન દૂર કરીશ."

નાનકે કહ્યું: "પણ હું જ્યારે પ્રભુના વિયોગના રોગથી પીડાઉં છું, ત્યારે તમે કેવી રીતે મારો રોગ મટાડી શકશો? અને જ્યારે હજારો મનુષ્ય જેમને હું ચ્હાઉં છું તેમને અજ્ઞાનથી નાશ પામતા જોઉં છું, ત્યારે મને જે દુઃખ થાય છે, તેમાંથી તમે શી રીતે મુક્ત કરી શકશો? જ્યારે તમારા માથા ઉપર મરણનો ભય ઝઝુમી રહેલો છે, ત્યારે હે વૈદ્ય! તમે કેવી રીતે નિરાંતે ઉંઘો છો? અને પૈસાને ખાતર તમે બીજાના રોગ દૂર કરવાનો દાવો કરો છો, ત્યારે ઝેર તમારા પોતાના હૃદયને નાશ કરતું જાય છે, તે તમે કેમ વિચારતા નથી."

વૈદ્ય તો ચૂપ થઇ ગયો. એક પણ શબ્દ તેનાથી બોલાયો નહિ. **નાનક**ના પિતા તરફ વળીને તે બોલ્યો: "તારો છોકરો કોઇ પણ પ્રકારના શારીરિક રોગથી પીડાતો નથી. મનુષ્યજાતિને મદદ કરવાને ઇશ્વરે મોકલેલો કોઇ ફીરેસ્તો કે પેગંબર છે, અને ઇશ્વર તરફના તેના પ્રેમના લીધે તે આખી મનુષ્યજાતિને માટે દિલસોજી ધરાવે છે; તમે તેને એકલો રહેવા દેજો."

જ્યારે **નાનક** નવ વર્ષનો થયો ત્યારે ધારા પ્રમાણે તેને જનોઇ દેવાને વાસ્તે તેના બાપે પંડિતો અને સગાંવ્હાલાંને નોતર્યા.

જ્યારે જનોઇ દેવાની સઘળી તૈયારીઓ થઇ રહી અને જ્યારે તે પુરોહિત તેના ગળામાં જનોઇ નાંખવાની તૈયારીમાં હતો, ત્યારે **નાનકે** પુરોહિત ભણી વળીને પૂછ્યું: "કહો પુરોહિતજી! આ દોરો શા કામનો છે? આવો દોરો જે ડોકમાં નાંખે તેને શી ફરજો બજાવવાની છે? તે પહેરવાની શી અગત્ય છે?"

પુરોહિત જે એક ગામનો પંડિત હતો અને જનોઇનું રહસ્ય શું છે તે બીલકુલ સમજતો ન હતો તેણે નાનકને જવાબ આપ્યો:

"આ જનોઇ પહેર્યા સિવાય કોઈ પણ માણસ યજ્ઞક્રિયામાં ભાગ લેઇ શકે નહિ. આ જનોઇ તે પહેરનારને પવિત્ર બનાવે છે અને પછી સઘળી ધર્મક્રિયાઓમાં તેવો પુરૂષ ભાગ લેઇ શકે છે."

નાનકે સવાલ પૂછ્યો: "ધારો કે જેણે આવી જનોઇ પહેરી છે, તેવો પુરૂષ પોતાની રીતભાત બદલે નહિ, અને અયોગ્ય આચરણ આચરે તો શું આ જનોઇ તેને પવિત્ર રાખી શકે કે? શું તેના કાર્યનાં ફળ તેને ભોગવવાં ન પડે?"

પુરોહિતે જવાબ આપ્યો: "આ કાંઈ હું જાણતો નથી, પણ આપણા શાસ્ત્રમાં લખેલું છે, અને આપણા બાપદાદાઓ તે પ્રમાણે કરતા આવ્યા છે, માટે આપણે પણ તે પ્રમાણે વર્તવું જોઇએ."

નાનકે જનોઇનો અર્થ આ પ્રમાણે સમજાવ્યો: "દયાના સૂતરમાંથી પ્રેમનો દોરો કાંતો; સત્ય અને તપની ગાંઠ વાળો; તે દોરા ઉપર મનને સ્થિર કરો; આવી જનોઈ તૂટતી નથી, બગડતી નથી, બળતી નથી તેમ ખોવાતી પણ નથી. આવી જનોઇ જેઓ પહેરે છે તેમના નામને ધન્યવાદ હો!"

પુરોહિતે કહ્યું: "તમે બોલ્યા તો ઠીક; પણ તમારા બાપે જે ખર્ચ કર્યું છે તથા મહેનત લીધી છે, તે તરફ તો નજર કરો! આ

સગાંવ્હાલાં અને મિત્રો તરફ જુઓ. જો તમે જનોઈ નહિ પહેરો તો તેઓ સઘળા નિરાશ થશે."

નાનકે જવાબ વાળ્યો: "મને માફ કરજો, હું તેમને ખુશી રાખી શકતો નથી તે માટે ખરેખર દિલગીર છું, પણ હું તે પહેરી શકીશ તો નહિ. બ્હારના આકારો કરતાં અંદરનું તત્ત્વ જોવા તરફ હું તમારૂં સઘળાનું ધ્યાન વિશેષ ખેંચું છું. ખરી શ્રદ્ધાથી માણસ પૂજ્ય બને છે, અને ઇશ્વરની ભક્તિથી અને સદ્વર્તનથી મનુષ્ય પૂર્ણતાને પ્રાપ્ત કરે છે." છેવટે તેની માતાએ કાલાવાલા કરી કહ્યું: "બેટા! મારે ખાતર જનોઇ પહેર." નાનકે તરતજ જવાબ આપ્યો "મા! હું તમારી આજ્ઞા માથે ચઢાવું છું." અને તરતજ જનોઇ લેઇને પહેરી લીધી.

જ્યારે **નાનક**ની વય બાર વર્ષની થઇ, અને તે છતાં પણ જ્યારે તેણે ધ્યાન કરવાની, એકાંતમાં બેસવાની અને થોડું ખાવાની ટેવ છોડી નહિ, ત્યારે તેના માતપિતાને તેના સંબંધમાં ભારે ચિંતા થઇ. એક દિવસ તેના પિતાએ તેની પાસે જઇ, આ તેની ટેવ છોડી દેવાને બહુ આગ્રહ કર્યો. પિતાએ તેને સમજાવતાં કહ્યું:—

"મારા પુત્ર! લોકો એમ કહે છે કે તું ગાંડો થઇ ગયો છે, અને કેટલાક કહે છે કે તું આળસુ અને એદી છોકરો છે. આવાં લોકોનાં મ્હેણાં મારાથી સહન થતાં નથી. જો તું આપણા ખેતરમાં જઇ અને તેની સંભાળ લે તો બહુજ સારૂં કહેવાય. તને ત્યાં ફરવા હરવાનું સારી રીતે મળશે, અને તું આળસુ છે, એવો લોકોનો ખોટો ભ્રમ તારા ત્યાં જવાથી દૂર થશે. હું ધારૂં છું કે હવે તારે કાંઇ ઉદ્યમમાં લાગવું જોઇએ. આમ આળસુ પડી રહેવું એ ઠીક કહેવાય નહિ. જો તું ખેતીનો ધંધો લે તો કેમ?"

**નાનકે** જવાબ આપ્યો "પૂજ્ય પિતાજી! હું આળસુ બેસી રહ્યો નથી; હું મારા કામમાં મંડેલોજ રહું છું. આ શરીર એ મારૂં ખેતર છે, અને મનોનિગ્રહરૂપ હળથી તેને હું ખેડું છું. વિનયરૂપ જળથી પાણી સીંચું છું, અને પવિત્ર મંત્રરૂપી બીજ તે ખેતરમાં મેં વાવેલાં છે.

"હું એવા પાકની આશા રાખુંછું કે જે પાક મારી સાથે શાશ્વત રહેશે. આ જગતની દોલત કોઈની સાથે મરણ સમયે જતી નથી. પણ હું તો એવો ખજાનો એકઠો કરૂંછું કે જે સર્વ કાળને માટે મારી પાસે રહેશે અને તે મારી પાસેથી કોઇ પણ ખુંચવી શકશે નહિ."

તેનો બાપ આ તેના વચનોનો અંત લાવવાને એકદમ બોલી ઉઠયોઃ "મને લાગે છે કે તને ખેતીનો ધંધો પસંદ નથી પડતો, તો તું બજારમાં દુકાન લેઇને બેસે અને પરચુણ માલ વેચે તો કેમ?

**નાનકે** હસતાં હસતાં જવાબ આપ્યોઃ "પિતાજી! મેં તો કયારનીએ દુકાન રાખી છે. કાળ અને દિશારૂપ મારી દુકાન છે, તેમાં સત્ય અને ઇન્દ્રિયસંયમ રૂપ માલ ભરેલો છે. હું મારા ગ્રાહકોને તે આપુંછું, અને તે માલમાં મને સારો લાભ રહે છે."

તેના પિતાએ કહ્યુંઃ "અહા! તને આખો દિવસ દુકાનમાં બેસવાનું કદાચ નહિ ગમતું હોય! તો પછી ઘર વેચવાની દલાલી કરે તો કેમ? મને લાગે છે કે આ ધંધો તો જરૂર તને ગમશે. તું દૂર દેશાવર જઇ શકીશ, મોટા મોટા માણસોને મળી શકીશ, અને તને વાતો તો બહુ સારી રીતે કરતાં આવડે છે, તેથી મને લાગે છે કે જરૂર તું આ કામમાં ફતેહમંદ નીવડીશ. **નાનકે** જવાબ આપ્યોઃ "સત્ય એ મારૂં ઘર છે, અને સત્ય શાસ્ત્રો એ મારા ભોમીઆ છે. અને સારાં કામોરૂપી સોનૈયાથી ભરેલી કોથળી સાથે હું પરમાત્માને દેશ જરૂર પહોંચી શકીશ."

તેના બાપ આ સવાલ સાંભળી નિરાશ થઇને બોલ્યા:—

"જો તારાથી કાંઇ પણ બને તેમ ન હોય તો અહીંના સુબાના હાથ નીચે કારકુનની કે એવી બીજી કોઇ નોકરી લે તો કેમ?"

**નાનકે** જવાબ વાળ્યો: "પિતાજી! હું તો કયારનોએ '**નોકર**' છું. મેં તો પરમાત્માને મારી જાત અર્પણ કરેલી છે. હું તેની શેવા કરવાને મારાથી બનતું કરૂંછું, અને તે પ્રસન્ન થાય તેજ બદલાની રાહ જોઉંછું."

તેના બાપે છેવટે કહ્યું: "બેટા! જો તારાથી આમાંનું કાંઇ પણ ન બને તો જરા વધારે ખુશ મીજાજનો અને આનંદી ચ્હેરાવાળો થાય તો બસ! જ્યારે તને આ પ્રમાણે કાંઇને કાંઇક વિચાર કરતો અને ગાંડા માણસની માફક આચરતો જોઉં છું ત્યારે મારા મનમાં જે દુઃખ થાય છે તે કહ્યું જતું નથી."

**નાનકે** કહ્યું: "પિતાજી! આ દુનિયાની બાબતો સંબંધી જે સત્ય વાત હતી તે મેં જણાવી. બાકી મારી બાબતમાં તો હું તમારી આજ્ઞા પ્રમાણે ચાલવાને તૈયાર છું, કારણ કે પિતાની આજ્ઞા શિરપર ચઢાવવી એ પુત્રનો ધર્મ છે."

તેના પિતા જરા પ્રસન્ન દેખાયા અને બોલ્યા:—

"તું ખરેખર સારો છોકરો છે, અને ભવિષ્યમાં પણ તું સારો માણસ થઇશ એમ હું આશા રાખું છું. હવે હું તને વીસ રૂપૈયા આપીશ. કાલે તું શહેરમાં જજે, અને તેમાંથી સારો લાભ થાય તેવો સોદો કરજે. જો આ સોદો બરાબર સારી રીતે કરીશ, તો હું તને ભવિષ્યમાં આ કામ માટે મોટી રકમ સોંપીશ."

"હું તે કામ કરીશ" નાનકે કહ્યું "અને મારી ખાત્રી છે કે તમે મારા સોદાથી ખુશ થશો."

બીજે દિવસે બાલા નામના નોકરને સાથે લેઇને તે ગામમાંથી **નાનક** શહેર તરફ જવા નીકળ્યો. જ્યારે તેઓ તે ગામથી બારેક માઇલને છેટે ગયા એટલે તેઓ એક ઝાડની ઘટા સમીપ આવી પહોંચ્યા. ત્યાં તેણે કેટલાક સાધુ રહેતા જોયા. તેમાંના કેટલાક હાથ ઉંચા કરીને પોતાના શરીરને કષ્ટ આપતા હતા, કેટલાક ધ્યાનમાં મગ્ન થયેલા શાંત રીતે બેઠેલા હતા, કેટલાક પંચાગ્નિ તપ તપતા હતા, કેટલાક પાણીમાં પેસી ધાર્મિક ક્રિયા કરતા હતા. તે બધાનો મોટો ગુરૂ–મહન્ત મૃગચર્મપર બેઠેલો હતો, અને તેની કેડોની આસપાસ ભૂજપત્ર વિંટાળેલાં હતાં અને તેના માથાપર મોટી જટા હતી; અને તેની પાસે બેસી કેટલાક શિષ્યો પોતાના પાઠ શિખતા હતા.

**નાનક** કેટલીકવાર તેમનાથી થોડે દૂર ઉભો રહ્યો અને તેમના ભણી તાકીને જોઈ રહ્યો, અને પછી બાલા નામના નોકર તરફ વળી બોલ્યો:—“ આ માણસો એવા છે કે જેમની સાથે સોદો કરવામાં આપણને ઘણો લાભ થવા સંભવ છે, અને મારા બાપે મને લાભદાયક સોદો કરવાને કહેલું હોવાથી, આપણે આવી ઉમદા તક ગુમાવવી જોઇએ નહિ. આપણે આપણા પૈસા તેમને ખવરાવવામાં વાપરવા જોઇએ. ”

**બાલાએ** કહ્યું:—“ તમારો બાપ આ કામમાં બહુ સખ્ત છે; કાંઇ પણ કામ કરતાં પહેલાં બહુજ વિચાર કરજો. ” એમ કહી તે પૈસા નાનકને આપી દીધા.

**નાનકે** પૈસા લીધા, મહન્ત પાસે ગયો અને પ્રણામ કરી પાસે બેઠો.

**નાનકે** નમ્રતાથી પૂછ્યું: “ તમે વસ્ત્રરહિત છો, અને તેથી ઉનાળામાં તથા શિયાળામાં તથા ઠંડી ગરમ હવાને લીધે તમારે અત્યંત દુઃખ વેઠવું પડતું હશે. તમારૂં સુંદર શરીર આ રીતે ધૂળથી

રગદોળાય છે. આ જીંદગી જે દુઃખરૂપ છે, તેને શું કરવા વધારે દુઃખમય કરો છો ?"

તે સંતે જવાબમાં કહ્યું: "આ અમારા સંપ્રદાયનો રીવાજ છે. આ પ્રમાણે શરીરને કષ્ટ આપવાથી અમારાં પાપ બળી જાય છે, અને પછી અમારો આત્મા ઉંચ પ્રદેશમાં ફરવાને લાયક બને છે."

**નાનકે** પૂછ્યું: "શું ત્યારે તમે જમતા નથી ?"

મહન્તે જવાબમાં કહ્યું: "જે અમને અચાનક આવી મળે છે, તે ખાઇને અમે રહીએ છીએ. અમે જગતથી કંટાળેલા છીએ, અને તેથી જગતના માયાવી લાભની દરકાર કરતા નથી."

**નાનકે** કહ્યું: "ત્યારે આ વીશ રૂપીઆ લેઇ તમારે જોઇતો ખોરાક મંગાવી લો."

મહન્તે કહ્યું: "ભાઇ ! હજુ તું નાનો બાળક છે. આ પૈસા તારા બાપના છે. તારા બાપે તને કાંઈ કામ સારૂં આપ્યા હશે. માટે મારાથી ખરી રીતે તે લેઇ શકાય નહિ."

**નાનકે** જવાબમાં કહ્યું: "મારા પિતાએ મને આ રૂપૈયા આપ્યા હતા અને કહ્યું હતું કે આ રૂપૈયાનો તું સૌથી સારો લાભદાયક સોદો કરજે; અને **તમને રૂપૈયા આપવા એ સરસમાં સરસ સોદો છે.** બીજા બધા સોદા માયાવી છે."

મહન્તે હસતાં હસતાં કહ્યું; "ખરેખર ! તમે બહુજ સમજુ લાગો છો. સાત દિવસથી અમને બીલકુલ ખાવાનું મળ્યું નથી, તેથી જો તમે સાચાદિલથી અમને પૈસા આપવા ઇચ્છતા હો તો અમારે વાસ્તે ખાવાનું લેઇ આવો."

આ શબ્દો સાંભળતાંજ **નાનક** ઉઠયો અને પાસેના ગામમાં જઇ ચોખા, દાળ, આટો, દુધ, શાક વગેરે લેઇ આવ્યો, અને તે મહન્તને આપ્યાં. મહન્તે તે લેઇ **નાનકને** આશિષ આપી.

જ્યારે નાનક ઘેર પાછો ફર્યો, અને આ વાત જ્યારે તેણે પોતાના પિતા આગળ કહી, ત્યારે પિતાનો ગુસ્સો હાથમાં ન રહેવાથી પિતાએ તેને ઠપકો આપ્યો, અને તેને શિક્ષા પણ કરી. આ વખતે તેની મા વચ્ચમાં પડી અને તેના ગુસ્સે થયેલા પિતાને મહા મહેનતે શાંત કરી શકી.

નાનકના બાપે તેને ઘણી શિખામણ દીધી અને તેનું લક્ષ સંસારિક બાબતો તરફ દોરવા પોતાથી બનતું કર્યું. છતાં પણ તેણે પોતાની ધ્યાન કરવાની, તેમજ પિતા પાસેથી જે મળે તે ફકીરોને આપી દેવાની પોતાની ટેવ છોડી નહિ. **નાનક** વીસ વર્ષની વયનો થયો ત્યાં સુધી તેણે આવાંજ કાર્યોમાં પોતાનો સમય ગાળ્યો. તેનો બાપ છેવટે તેનાથી એટલો બધો કંટાળી ગયો કે તેણે તેની બ્હેનને ત્યાં તેને મોકલી દીધો.

તેની બ્હેન તથા બનેવીએ તેનો સારો આદરસત્કાર કર્યો. પણ **નાનકે** તેના ઉપર ભાર રૂપ નહિ થવાની ઇચ્છાથી કાંઇ પણ કામ ધંધે લાગવાની ઇંતેજારી બતાવી તેની બ્હેન સારી રીતે જાણુતી હતી કે, જે પૈસા **નાનકને** મળતા તે તે ગરીબોને આપવામાં તે વાપરી દેતો; તેથી હવે પછી તેને કાંઇ પણ રકમ આપવાને આંચકો ખાતી હતી. પણ **નાનકે** આગ્રહપૂર્વક જણાવ્યું કે જો તમે મને કાંઇ પણ કામ નહિ આપો તો હું મારે ઘેર પાછો ફરીશ, ત્યારે અનિચ્છાએ તેઓએ કોઇ પણ કામમાં તેને રોકવાની ઇચ્છા જણાવી.

આ ઉપરથી તેના બનેવીએ પોતાની લાગવગ લગાડી તેને નવાબના દોલતખાનાના ભંડારીની જગ્યા અપાવી. તે ભંડાર જાતજાતનાં અનાજ તથા વેપારની ચીજોથી ભરપુર હતો. અને **નાનકે** તો પોતાની જગ્યાનો ' ચાર્જ ' લીધો કે તરતજ ગરીબોને આપવાને સદાવ્રત ખુલ્લું મૂકયું. ઘણાં ભૂખ્યાં માણસો ત્યાં આવતાં અને

આ સદાવ્રતનો લાભ લેઇ હરખતાં હરખતાં ઘેર જતાં. જ્યારે **નાન**કના પિતાને ખબર પડી કે **નાનક** તો મોટું સદાવ્રત ખોલી નવાબના ભંડારમાંથી લોકોને છૂટે હાથે અનાજ, વસ્ત્ર અને ધન આપે છે, ત્યારે તે તેને ઠપકો આપવાને ઘેરથી નીકળ્યો. કારણ કે તે ધારતો હતો કે નવાબ બહુ ગરમ મીજાજનો હોવાથી **નાન**કના આ કાર્યોની તેને જ્યારે ખબર પડશે ત્યારે જરૂર તે પોતાની મીલકતમાંથી દરેકે દરેક પાઇ પાછી લેશે. તે ભંડાર આગળ આવતાંજ તેણે હજારો ગરીબોને એકઠા થયેલા જોયા, એટલે તેનો મિજાજ હાથમાં ન રહ્યો અને બધાની રૂબરૂમાંજ **નાનક** ઉપર ઠપકાનો વરસાદ વરસાવ્યો. **નાન**કે તેના પિતાને ઘણા આદરમાનથી બેસવાને કહ્યું, પણ તેણે તો ગાળો અને ઠપકો દેવાનું જારી રાખ્યું, એવામાં નાનકની બ્હેન આવી પહોંચી અને તેણે વચ્ચમાં પડી આ બનાવનો અંત આણ્યો. જ્યારે તેના પિતા જરા શાંત થયા ત્યારે **નાન**કે ચોપડાઓ રજુ કરી તે તપાસવાને તેના પિતાને વિનવ્યા. " વ્હાલા પિતાજી ! આ ચોપડા તપાસો ને મેં આમાં કાંઇ પણ નુકશાન કર્યું હોય તો જુઓ." **નાન**કે પિતાને વિનયપૂર્વક કહ્યું.

**નાન**કના પિતાએ ચોપડા લેઈ એક એક રકમ કાળજીપૂર્વક તપાસી અને જ્યારે તેને માલૂમ પડ્યું કે **નાન**કના નવાબ પાસે બારસેં રૂપૈયા લેણા પડે છે, ત્યારે તે બહુજ આશ્ચર્ય પામ્યો. પણ તેનો બાપ આટલેથી સંતોષ પામ્યો નહિ, અને ગમે તેમ કરી **નાન**કને પરણાવવાને ઇચ્છિયું, કારણ કે લગ્ન કરવાથી **નાનક** પોતાની ઉડાઉ ટેવનો ત્યાગ કરશે. આમ વિચારી **નાન**કનો કોઈ કન્યા સાથે વિવાહ કર્યો અને લગ્નની તૈયારીઓ કરી. જ્યારે **નાન**કની લગ્નક્રિયા થતી હતી અને **નાનક** અગ્નિની આસપાસ ફેરા ફરતો હતો, ત્યારે પોતાના મનથી ઇશ્વરની ભક્તિનાં ગીત ગાતો હતો.

આ ગૃહસ્થાશ્રમમાં **નાનકે** ૭ વર્ષ પસાર કર્યાં, તે દરમ્યાન **શ્રીચંદ** અને **લક્ષ્મીચંદ** નામના બે પુત્રને તેની સ્ત્રીએ જન્મ આપ્યો. લગ્નના સાતમે વર્ષે કોઇએ નવાબ પાસે જઇ એવું ભરમાવ્યું કે **નાનક** તો તમારા ભંડારના પૈસા ઉડાવી દે છે, તે ઉપરથી નવાબે **નાનકને** બોલાવી તેની પાસેથી ચોપડા લેઇ લીધા અને સઘળો હિસાબ તપાસરાવ્યો. તપાસની અંતે માલૂમ પડયું કે નવાબ પાસે **નાનકના** આઠસેં રૂપૈયા લેણા પડે છે.

જ્યારે નવાબને માલૂમ પડયું કે હિસાબમાં કાંઇ પણ ગરબડ નથી, ત્યારે નાનકને તે ભંડારીની જગ્યા ફરીથી લેવાને નવાબે આગ્રહપૂર્વક કહ્યું. પણ **નાનકે** ના પાડી અને જણાવ્યું કે " **મારે હવે મારૂં કામ કરવાનો સમય આવી પહોંચ્યો છે** " એમ કહી તે ગામ પાસેના આંબાવાડીયામાં ચાલ્યો ગયો અને ત્યાં એક વૃક્ષ નીચે બેઠો. **નાનકની** બ્હેન તથા પત્નીએ ઘેર પાછા ફરવાને તેને બહુ સમજાવ્યું પણ તેમની સઘળી કોશીશો વ્યર્થ થઇ, ત્યારે તદ્દન જલદ સ્વભાવનો **નાનકનો** સસરો નવાબ પાસે ગયો અને **નાનકની** વિરૂદ્ધ ફરીયાદ નોંધાવી. **નાનકને** ભૂત વળગ્યું છે, એમ તેના સસરાના કહેવા ઉપરથી નવાબને લાગ્યું અને તેથી **નાનકનું** ભૂત કાઢવાના હેતુથી એક મૌલવીને મોકલ્યો, અને **નાનકનો** સસરો પોતાની સાથે એક હિંદુ પંડિતને લેઇ ગયો.

તે બન્ને જણે અગરબત્તી સળગાવી **નાનકને** તેની સુગંધ લેવરાવી, જંત્ર લખ્યા, મંત્ર ઉચ્ચાર્યા, ભૂત કાઢવાની અનેક ક્રિયાઓ કરી અને છેવટે આવી ક્રિયાઓમાં થતા હમેશના રીવાજ મુજબ પૂછ્યું: "તું કોણ છે? અહીં આ માણસમાં તું કેમ આવ્યો છે?"

**નાનકે** જવાબ વાળ્યો: "કોઇ કહે છે કે ભૂત છે, અને કોઇ કહે છે કે ઝંદ છે, અને કોઇ કહે છે કે ગરીબ **નાનક** છે. મારામાં પ્રભુ ત-

૨૬ જે ભક્તિ જાગૃત થઇ છે તેથી મારી સ્વાર્થી તૃષ્ણાઓ નાશ પામી છે. જે જ્ઞાન પ્રભુના ચરણકમળથી આપણને દૂર લેઈ જાય, તેને જ્ઞાન હું કહેતો નથી. શું ગાંડા મનુષ્યમાં એકતાનની ભક્તિ હોઈ શકે? શું ગાંડા મનુષ્યમાં ઇશ્વર તરફનો પ્રેમ સંભવી શકે? જે મનુષ્ય સ્વાર્થનો વિચાર નહિ કરતાં પરમાર્થનો વિચાર કરે છે તે શું ગાંડો ગણી શકાય?" આવા ઉદ્‌ગારો જ્યારે મૌલવીના કાને પડયા, ત્યારે નવાબ પાસે જઇને તેણે જણાવ્યું કે **નાનક** ગાંડો નથી પણ ફકીર હોવાનો ઢોંગ કરતો જણાય છે. આ ઉપરથી નવાબે **નાનક**ને બોલાવવા માણસ મોકલ્યો; પણ જ્યારે **નાનક** નવાબે મોકલેલા દૂત સાથે ન આવ્યો, ત્યારે નવાબ અતિશય ચીડાઈ ગયો અને **નાનક**ને પકડી આણવાને ત્રણ સીપાપાઓ તેણે મોકલ્યા. તેઓએ **નાનક** પાસે આવીને જણાવ્યું કે "નવાબસાહેબ તમારાપર બહુ ગુસ્સે થયા છે, અને જો તમે સઝીખુશીથી અમારી સાથે નહિ ચાલો તો તમને જોરજૂલમથી પણ નવાબ પાસે લેઇ જવાને રાજાએ અમને આજ્ઞા આપી છે." આ ઉપરથી **નાનક** તેમની સાથે ગયો, પણ જે દિવાનખાનામાં નવાબ બેઠો હતો ત્યાં જતાં **નાનકે** નવાબને સલામ ભરી નહિ.

"મેં પ્રથમ મોકલેલા દૂત સાથે તું કેમ ના આવ્યો?" એમ ક્રોધથી નવાબે પૂછ્યું.

**નાનકે** શાંતિથી જવાબ આપ્યો. "નવાબસાહેબ! હાલ હું તમારો નોકર નથી; હું તો ઇશ્વરનો નોકર છું."

"શું તું એક ઇશ્વરને માને છે બહુ ઇશ્વરને" નવાબે પ્રશ્ન પૂછ્યો.

**નાનકે** કહ્યું: "હું એક અવિભાજ્ય, સ્વયંભૂ, અજ્ઞેય, સર્વવ્યાપી, પૂજ્ય ઇશ્વરને માનું છું."

"જો તું એકજ ઇશ્વરને માનતો હોય (અને હું પણ એકજ ઇશ્વરને માનું છું) તો **મારો અને તારો** ઇશ્વર એકજ હોવો જોઇએ. જો તું

એકજ ઇશ્વિરને ખરેખરો માનનાર હોય તો મારી સાથે મસીદમાં ચાલ અને ખુદાની બંદગી કર!" નવાબે **નાનક**ની પરીક્ષા કરવા કહ્યું.

"હું તૈયાર છું." **નાનકે** જવાબ આપ્યો.

**નાનક**નો સસરો તો આ શબ્દો સાંભળી દિઙ્મૂઢ બની ગયો, અને કોર્ટ છોડીને ચાલતો થયો. તેણે ધાર્યું કે **નાનકે** ઇસ્લામમત (મુસલમાન ધર્મ) અંગીકાર કર્યો.

દિવસ શુક્રવારનો હતો, અને બંદગી કરવાનો સમય પણ સમીપ હોવાથી નવાબ ઉઠયો અને **નાનક**ને લેઈ મસીદમાં ગયો. જ્યારે કાજી બંદગી બોલવા લાગ્યો ત્યારે નવાબ અને તેની સાથેના માણસો રીવાજ મુજબ માથું નમાવવા લાગ્યા, પણ **નાનક** તો બોલ્યા ચાલ્યા-વિના સ્થિર ઉભો રહ્યો. જ્યારે પ્રાર્થના પૂરી થઈ ત્યારે નવાબે **નાનક** ભણી વળી ગુસ્સાથી કહ્યું "શા સારૂ બીજાની માફક તેં પણ માથું ન નમાવ્યું? તું જૂઠો છે અને ઢોંગી છે. શું તું લાકડાના ઢીમચાંની માફક ઉભા રહેવાને અહીં આવ્યો હતો?"

**નાનકે** ગંભીરતાથી જવાબ આપ્યો: "તમે તમારૂં માથું જમીનને અડકાડો છો, ત્યારે તમારૂં મન તો કંદહાર શહેરના ઘોડા ખરીદવાનો વિચાર કરતું હતું; તે કાંઈ પ્રાર્થના કરવામાં સામેલ ન હતું. અને આ તમારા કાજીસાહેબ, હમેશની રીત મુજબ નિમાઝ પડતા હતા, પણ પરમદિવસે વિહાયેલી ઘોડીની હાલ કેવી સ્થિતિ હશે તેનો વિચાર કરતા હતા. જેઓ રીવાજ મુજબ ક્રિયાઓ કર્યા કરે, અને પોપટની માફક મુખેથી શબ્દો બોલ્યા કરે, પણ હ્રદયથી જૂદાજ વિચારો કરતા હોય તેવાઓની સાથે હું કેવી રીતે પ્રાર્થના કરૂં?"

નવાબે તો કબુલ કર્યું કે હું ખરેખર કંદહારના ઘોડાઓ ખરીદવાનો વિચાર કરતો હતો, અને જેટલો વખત મેં પ્રાર્થના કરી, તે

દરમ્યાન મારા મનમાં તેજ વિચાર ઘોળાતો હતો. પણ કાજી તો પોતાના મનની વાત ખુલ્લી થવાથી પોતાનો મોભ્ભો જાળવવાને નાનકને નીચે પ્રમાણે સવાલો પૂછવા લાગ્યાઃ—

"સાધુપણાનું પહેલું પગથિયું કયું? સાધુપણાનું છેલ્લું પગથિયું કયું? સાધુપણાની કુંચી શી? સાધુપણાનો પ્રકાશ શો?

"સાધુપણાનો પોશાક કયો? જો તું ખરો ફકીર હોય તો મારા સવાલોનો જવાબ આપ."

**નાનકે** જવાબ આપ્યોઃ "અહંકારનો નાશ એ સાધુપણાનું પ્રથમ પગથિયું છે. અનન્તજીવનનો અનુભવ એ સાધુપણાનું છેલ્લું પગથિયું છે. નમ્રતા અને શરીરસંયમ એ સાધુપણાની કુંચી છે. શાંતધ્યાન એ સાધુપણાનું તેજ છે અને સત્ય અને સહનશીલતા એ સાધુ પણાનો પોશાક છે."

કાજીએ વધારામાં પૂછ્યુંઃ "તેં માથું કેમ મુંડાવ્યું નથી? ફકીરને છાજતાં વસ્ત્રો તેં કેમ પહેર્યાં નથી?"

**નાનકે** ગંભીરતાથી જવાબ આપ્યોઃ **માથું** મુંડાવેથી શો લાભ? ખરી રીતે તો **મન** મુંડાવું જોઇએ. આખું જીવન ગુરૂદેવના ચરણકમળમાં અર્પણ કરવું જોઇએ, અને સઘળો રાગ અને આસક્તિ દૂર કરવાં જોઇએ. જ્યાં સુધી જીવનની તૃષ્ણાઓ માણસને વળગેલી છે ત્યાં સુધી કફની પહેરવાથી શું વળવાનું હતું?"

ત્યારે કાજીએ પૂછ્યુંઃ "જૂના વખતથી શા સારૂ ફકીરો અમુક જ રંગનાં વસ્ત્રો પહેરે છે? શું તેવું પહેરનારા મૂર્ખ હતા?"

**નાનકે** જવાબ વાળ્યોઃ "મારા કહેવાનો ભાવાર્થ એમ નથી. જેઓ હજુ વૈરાગ્યમાં કાચા હોય, તેમને પોતાની પ્રતિજ્ઞા—વ્રત યાદ આવે એટલા માટે તેવાં વસ્ત્ર પહેરવામાં આવતા હતા. માથું મુંડાવવું અને ટોપી

ચાલવી આ બાબત એમ સૂચવે છે કે તે પહેરનાર બાળક જેવો નિર્દોષ છે, કારણ કે તે બાળકોનો વેષ છે. કફની એ મુડદાનો પોશાક છે. અને તે એમ સૂચવે છે, કે તે પહેરનારે શરીરને તદ્દન કાબુમાં રાખવું જોઇએ. આ શરીરની સાથે માટી ચોળવાથી એમ સૂચવાય છે કે તેમ કરનારે પૃથ્વી જેવા નમ્ર થવું જોઇએ. અને અગ્નિ તપવાનો હેતુ એવો છે કે ઇન્દ્રિયોને તે અગ્નિમાં બાળી નાખવી જોઇએ અને ભક્તિનો અગ્નિ પ્રદીપ્ત કરવો જોઇએ !"

પણ સઘળો રાગ નાશ પામેજ શી રીતે?" કાજીએ આતુરતાથી પૂછ્યું.

**નાનકે** જવાબ આપ્યો: "**ઇશ્વર તરફની પ્રેમભકિત જગતની વસ્તુઓના મોહનો નાશ કરે** છે, અને આત્માને પાંખો આપે છે, જેના બળથી આત્મા પરમાત્માભણી ઉડી જાય છે."

કાજી તો ચૂપ થઈ ગયો. **નાનકને** ત્યાંને ત્યાં રહેવા દેઇ નવાબ તથા કાજી ચાલી નીકળ્યા. તે પછી **નાનક** પોતાને ઘેર ગયો અને રાત્રિએ સૂઇ ગયો. બીજે સવારે પોતાની સ્ત્રીની અને બ્હેનની રજા લેઇ **બાલા** નોકરને તથા **મર્દાના** નામના ગાયન કરનારને સાથે લેઈ ગયો. તેનાં સગાંવ્હાલાં તેને વળાવવા આવ્યાં. એ બધાની આશિષ સાથે **નાનકે** ઉત્તરદિશા તરફ પ્રયાણ કર્યું.

મુસાફરી કરતાં કરતાં તેઓ સાંજરે એક ગામડામાં આવી પહોંચ્યા અને **લાલુ** નામના સુતારની દુકાનની સામે આવેલા એક ઝાડ તળે તેઓએ પડાવ નાંખ્યો. અને જંગલમાંથી ઢોર ચરીને પાછાં આવતાં હતાં અને સ્ત્રીઓ સાંજને સારૂં ખાવાનું તૈયાર કરતી હતી, ત્યારે **નાનક** અને તેના સાથીઓ **લાલુ** સાથે વાત કરતા બેઠા હતા.

તે સુતાર ઘણો ભલો અને મીલનસાર હતો, અને સાધુસંતની

સારી સેવા કરતો હતો. તેણે **નાનક**ને સારૂ દોરીનો ભરેલો ખાટલો બ્હાર કાઢયો અને ત્રણેને ઉનું ભોજન પીરસ્યું, જે ખાઇ રાત્રે તેઓ ત્યાંજ સૂઇ રહ્યા.

રાઇભાગ નામનો એક મોટો વેપારી તે ગામમાં વસતો હતો. તેણે તે ગામના સઘળા બ્રાહ્મણોને પોતાને ઘેર જમવા નોંતર્યા. એક સન્યાસી આ ગામમાં પધાર્યા છે, એમ ખબર પડવાથી તેણે **નાન**કને બોલાવવા માણસ મોકલ્યું. ગુરૂ**નાનક** તેને ત્યાં ગયા પણ તેને ત્યાં જમવાની ના પાડી.

રાઇભાગે પૂછયુંઃ " મારે ત્યાં તમે કેમ જમતા નથી ? "

**નાન**કે જવાબ આપ્યોઃ " તમારો ખોરાક શુદ્ધ નથી; કારણ કે તમે આ જમણ કીર્તિને ખાતર આપ્યું છે. તે **તામસી** દક્ષિણા છે; માટે તે અપવિત્ર છે. "

રાઇભાગે તિરસ્કારથી પૂછ્યુંઃ " શું તમે મારો ખોરાક અપવિત્ર કહો છો ? અને **લાલુ** નામના હલકીવર્ણના સુતારનો ખોરાક પવિત્ર ગણો છો ? આમ કેમ ? "

**નાન**કે જવાબમાં કહ્યુંઃ " તમારા યજમાનો તરફ તિરસ્કાર અને અપમાનની દૃષ્ટિથી જુઓ છો, એજ તમારો તામસી સ્વભાવ દેખાડી આપે છે. મેં **લાલુ**એ તૈયાર કરેલું ભોજન એટલાજ વાસ્તે ખાધું કે તે **પ્રેમ**થી રાંધવામાં આવ્યું હતું, અને મારી પાસે **ભક્તિ**થી લાવવામાં આવ્યું હતું, અને તેણે **બદલાની જરા પણ ઇચ્છા રાખી ન હતી.** તમારે **લાલુ** પાસેથી, દાન કેવી વૃત્તિથી આપવું તેનો ઉમદા પાઠ પણ શિખવો જોઇએ. તમારો ખોરાક લોહીથી ભરેલો છે. "

રાઇભાગે ગુસ્સાથી પૂછ્યું " મારો ખોરાક અશુદ્ધ છે, એની તમે શી ખાત્રી આપો છો ? "

**નાનકે** એક હાથમાં **રાઇભાગનો** ખોરાક અને બીજા હાથમાં **લાલુનો** ખોરાક લીધો, અને જેવો તેણે દબાવ્યો કે **રાઇભાગના** ખોરાકમાંથી લોહીનાં ટીંપાં ઝરવા લાગ્યાં, ત્યારે **લાલુના** ખોરાકમાંથી દુધની ધાર થઇ !

**રાઇભાગ** બે હાથ જોડી **ગુરૂનાનકને** પગે પડયો, માફી માગી અને 'શિખ' થયો.

ગામના લોકો હજુ જાગ્યાએ ન હતાં, તે પહેલાં તો **નાનક લાલા** અને **મર્દાના** નામના પોતાના બે માણસો સાથે તે ગામ છોડી **હરદ્વાર** તરફ ચાલ્યો. તેઓ ધીમે ધીમે મુસાફરી કરતા હતા. કારણ કે બપોરનો સમય થાય ત્યારે કોઇ ગામડામાં જતા, જ્યાં ઘણીવાર ત્યાંના માયાળુ ખેડુતો વગેરે તેમની સારી આગતાસ્વાગતા કરતા અને તે રાત્રિ તેજ ગામમાં પસાર કરવાને વિનંતિ કરતા હતા. આ પ્રમાણે જૂદે જૂદે સ્થળે તેઓ ઉતરતા અને હરદ્વાર પહોંચતાં પહેલાં બે માસ ચાલ્યા ગયા. છેવટે તેઓ **હરદ્વાર** આગળ આવી પહોંચ્યા, જેમાં સવારના પહોરમાં હજારો જાત્રાળુઓ નદીમાં સ્નાન કરતા હતા, સૂર્ય સામું જોતા હતા, અને તેના ભણી જળ ફેંકતા હતા. અને પાસે ઉભેલા પુરોહિતો મંત્ર ઉચ્ચારતા હતા અને દક્ષિણાની મારામારી કરતા હતા.

ગુરૂનાનક ધીમેથી ગંગાના ઠંડા જળમાં દાખલ થયો, અને બધાથી ઉલટી રીતે પશ્ચિમ ભણી વળીને તે ભણી જળ ફેંકવા લાગ્યો.

**નાનકના** તરફ ફરીને એક પંડિતે પૂછ્યું: "તું કોણ છે? તું કઇ નાતનો છે? તું કયા ગામથી આવે છે?"

**નાનકે** જવાબમાં કહ્યું: "મારે કોઇ પણ નાત નથી, અને જ્યાં દિવસ કે રાત્રિ કાંઇ પણ નથી તેવા વિચિત્ર શહેરમાંથી હું અહીં આવું છું."

પંડિત બોલી ઉઠયો: "આ તું શું કરે છે? ચાલ હું તને રસ્તો બતાવું."

**નાન**કે કહ્યું: "હું એક પરદેશી મુસાફર છું. લોકો પૂર્વ ભણી જળ કેમ ફેંકે છે, તેનું કારણ મને કહો."

પંડિતે ટીકા કરતાં કહ્યું: "તું કેવો મૂર્ખ છે કે આટલું પણ જાણતો નથી! તેઓ તેમના પિતૃઓને જળ આપે છે."

**નાન**કે શાંતિથી કહ્યું: "ત્યારે તો હું જે કરૂં છું તે પણ ઠીકજ છે. મારા ગામમાં એક ખેતર છે; અને હું તેને આ રીતે પાણી પાઉં છું."

પંડિતે પૂછ્યું: "આ પાણી કેવી રીતે તારા ખેતરે પહોંચી શકશે?"

**નાન**કે જવાબ આપ્યો: "જેવી રીતે તેમનું પાણી તેમના પિતૃઓને પહોંચશે **તેવીજ રીતે** મારૂં મારા ખેતરે પહોંચશે."

**નાન**કે શાંતિથી ઉંચે જોઇને કહ્યું: "મારી કહેવાની મતલબ એ છે કે, માણસ જેવું વાવે છે, તેવું લણે છે. આ એક મહાન્ નિયમ છે. યુધિષ્ઠિર જેવા રાજાને પણ એક અસત્ય વચનને માટે દુઃખ સહન કરવું પડયું હતું. સૂર્ય તરફ ફેંકેલું જળ તમારા પિતૃઓને પવિત્ર કે મદદ આપનારૂં થઇ પડશે નહિ*. બીજા દિવસે સવારના

---

* **ગુરૂ નાન**કના આ શબ્દોથી શ્રાદ્ધ કરવું નકામું છે, એમ કોઇએ માનવું નહિ. તેનો કહેવાનો અર્થ એ છે કે શ્રાદ્ધ નિમિત્તે કરાતી **બાહ્ય**ક્રિયાઓથી ઝાઝો લાભ નથી. પણ શ્રાદ્ધમાં જે મંત્રો ઉચ્ચારાય છે, તે બરાબર રીતે ઉચ્ચારાતા હોય અને તેમને બોલનાર જો પવિત્ર હૃદયનો અને ભણેલો પુરૂષ હોય તો જરૂર તે મંત્રો તે મરણ પામેલાના સૂક્ષ્મ શરીરને–વાસના શરીરને ભેદવામાં કેટલેક અંશે સહાયકારી થાય છે. તમારા પવિત્ર વિચારો અને ભાવનાઓ મરણ

પહોરમાં ગુરુનાનકે હરદ્વાર છોડયું, અને તેઓ એક મહીના પછી કાશી જઈ પહોંચ્યા. ત્યાં ગુરુનાનકે પશ્ચિમઘાટપર સ્થાન લીધું.

એક બ્રાહ્મણ જે પિંડ તૈયાર કરતો હતો અને જેની પાસે એક સળગતો નાનો દીવો પડયો હતો, તેને જોઇને નાનકે પૂછ્યું: "તમે આ શું કરો છો?"

બ્રાહ્મણે જવાબમાં કહ્યું: "મારા પૂર્વજો સારુ હું આ પિંડ તૈયાર કરૂં છું."

ગુરુ નાનકે ફરી પૂછ્યું: "આ દીવો શા સારુ છે?"

બ્રાહ્મણે કહ્યું: "જે અંધારી ગલીમાં થઇને તેમને સ્વર્ગે જવાનું છે, તે ગલીમાં તેમને દોરવાને વાસ્તે આ દીવો રાખેલો છે."

ગુરુ નાનકે કહ્યું: "ભાઇ! જ્યારે તમે ઉંઘી જાઓ છો, અને સ્વપ્નામાં જૂદી જૂદી જગ્યાએ જાઓ છો, ત્યારે શું તમને દોરવાને દીવાની જરૂર પડે છે?"

"ના, નથી પડતી" બ્રાહ્મણે કહ્યું.

"ત્યારે ખાત્રીથી માનજો કે આ દીવો તમારા પૂર્વજોને જરા પણ ઉપયોગમાં આવતો નથી" નાનકે કહ્યું.

બ્રાહ્મણે પૂંછ્યું: "ત્યારે માણસે શું કરવું જોઇએ તે મને જણાવો."

ગુરુ નાનકે કહ્યું: "આ શરીર એ દીપક છે, અને ઇચ્છાઓથી ઉત્પન્ન થયેલું દુઃખ એ તેની અંદર તેલ છે. ઇશ્વરના નામથી તેને પ્રકટાવો, તેથી તે તેલ બળી જશે અને તમે દિવ્યપ્રકાશની સાથે એકતા પામશો."

---

પામેલા અને પ્રેતલોકમાં વસતા ઘણા દુઃખી જીવોને અણહદ સુખ આપનારા થઇ પડે છે, માટે તમારા મરણ પામેલા સગાંવહાલાંઓનું ભલું ઇચ્છવાના કામમાં જરા પણ બેદરકાર રહેશો નહિ.

કેટલાક દિવસ પછી ગુરૂ નાનકે કાશી છોડી, અને વર્ષાઋતુ પછી ઘણા દિવસે તેઓ મુસાફરી કરતા કરતા જગન્નાથપુરી આવી પહોંચ્યા. બ્રાહ્મણોની સાથે કેટલોક સંવાદ કરતાં "પુરૂષાર્થ અને નશીબ" એ વિષય ઉપર તેઓની વાતચિત્ત વળી. ગુરૂનાનકે કહ્યું:"તૃષ્ણાઓથી ખેંચાઇ જ્યાં સુધી તમે શ્રેયનો ત્યાગ કરી પ્રેયને શોધો છો, ત્યાં સુધી તમે પૂર્વે કરેલાં કાર્યોનાં પરિણામ રૂપ છો. હવે તે ભૂતકાળનાં કાર્યો તમારા હાથમાં નથી; તે છતાં તમારૂં વર્તમાનકાળનું વર્તન મોટે ભાગે તેમનાપર આધાર રાખે છે. પણ જો તમે તમારી તૃષ્ણાઓનો નાશ કરવામાં ફતેહમંદ થાઓ તો તમે જે જાળમાં હાલ નિરાધારપણે ફાંફાં મારો છો તે કર્મની જાળ તમે તોડવાને સમર્થ થાઓ છો. તમારી તૃષ્ણાઓનો નિરોધ કરવાથી તમે સ્વતંત્રતાની પાંખો મેળવો છો, કે જેની મારફતે તમે સ્વર્ગ સુધી ઉંચે ઉડી શકો છો. આ શરીર તે એરણ છે; મન તે તેના ઉપર મુકેલું લોઢું છે; અને પાંચ પ્રકારની અગ્નિઓ તેની આસપાસ નિશદિન બળ્યા કરે છે. શારીરિક પાપાચરણોથી તે અગ્નિ પ્રદીપ્ત રહે છે, કોયલાની માફક તેમાંથી પ્રકાશ ચાલ્યો ગયો હોય છે. પણ જ્યારે ગુરૂદેવ પ્રણવ અક્ષરનો ઉચ્ચાર કરશે ત્યારે તે ફરીથી પ્રકાશિત થશે.

"તમારી જાતને જેટલી તમે ચાહો છો તેના કરતાં પણ તમારા શત્રુઓને વિશેષ ચાહો, જ્ઞાતિનું અભિમાન છોડી દો, અને સઘળા તરફ ભાઇઓની માફક વર્તો. કારણ કે બધા જીવો તત્ત્વતઃ ભાઇઓજ છે. આ સિવાય બીજી કોઇ નાત કે જાત નથી. જો તમને કોઈ ઘા મારે તો તમે સામો મારતા નહિ, પણ તેની પાસે જજો અને તેના પગનું ચુંબન કરજો; ફક્ત આજ રીતે તમે મોક્ષ મેળવી શકશો."

થોડા વખત પછી ગુરૂનાનક લાલા નોકર તથા મર્દાના નામના

ગરૈયાને લેઇને જગન્નાથ છોડી રામેશ્વર તરફ નીકળ્યા. જ્યારે તેઓ રામેશ્વર પહોંચ્યા, ત્યારે શિયાળો પૂર્ણ થવા આવ્યો હતો. ત્યાં તેઓએ દરિયા કિનારા ઉપર અનેક સાધુઓ અને બ્રહ્મચારીઓને એકઠા થયેલા જોયા. કેટલાક તેમના મુખ ઉપર તથા હાથ ઉપર લુગડું નાંખી માળાના મણુકા ગણુતા હતા, અને બીજા કેટલાક શાલિગ્રામ આગળ પુષ્પ અને નૈવેદ્ય ધરાવતા હતા. અને સાથે સાથે ઘંટ વગાડતા હતા અને શંખ ફુંકતા હતા.

ગુરૂનાનક તેમાંના એક ટોળાં તરફ વળ્યો, પણ થોડે દૂર ગયો નહિ તેવામાં તો એક સાધુ બોલી ઉઠયો.

" થોભ ! થોભ ! જો મારા ભોજનને અભડાવતો નહિ. નાનકે કહ્યું ' અનાજ એ ઈશ્વર છે. જળ એ ઈશ્વર છે, અગ્નિ એ ઈશ્વર છે; તો પછી તારૂં ભોજન શી રીતે અભડાવાનું હતું ? "

તે સાધુએ જવાબમાં કહ્યું: " આ બધું હું સમજતો નથી; પણ જો તુ મારા "ચોકા"માં પગ મૂકીશ તો હું આજે જમ્યા વિના રહીશ."

ગુરૂનાનકે કહ્યું " શું તમે જોઇ શકતા નથી કે આપણેજ આપણી અપવિત્રતાથી આ ખોરાકને અપવિત્ર બનાવીએ છીએ ? જ્યારે તમારી સાથે તમારા ચોકામાં અજ્ઞાન, વિકારો, ક્રોધ અને દ્વેષ વગેરે અપવિત્ર સંસ્કારો બેઠેલા હોય છે, ત્યારે એક લીટી દોરવાથી શું લાભ થવાનો હતો ? જ્યાં સુધી તમારી પાસે આવા અશુભ વિચારો રૂપી ભૂતડાં બેઠેલાં છે, ત્યાં સુધી તમે આવો અપવિત્ર ખોરાક શાલિગ્રામને કેવી રીતે ધરાવી શકો ? "

સાધુએ પૂછયું: " ત્યારે નૈવેદ્ય પ્રભુને ધરાવવા યોગ્ય શી રીતે બનાવી શકાય ? હું ધારૂં છું કે પુષ્પ ચઢાવવા સંબંધમાં તો તમારે કાંઇ વાંધા જેવું નથી. "

ગુરૂ નાનકે જવાબ વાળ્યોઃ "તમારી જાતને શુદ્ધ બનાવો, આત્મશ્લાઘાનો નાશ કરો, અને માનનો ત્યાગ કરો. નિઃસ્વાર્થ ભક્તિથી આપેલો ખોરાક દેવો અંગીકાર કરે છે. અજ્ઞાનથી દોરવાઇ જતા નહિ; કારણ કે તેમ કરવા જતાં છાયાને સત્યરૂપ માનવા લાગી જાઓ છો. જેવું તમે વાવો છો, તેવું તમે લણો છો. પ્રભુ તો ક્ષમા પણ આપતો નથી તેમ ક્રોધે પણ ભરાતો નથી.

"તેનું નિષ્પક્ષપાત ત્રાજવું તમને તમારા કાર્યોનો ઉચિત બદલો આપે છે. તમે પાંદડું તોડો કે પુષ્પ તોડો, પણ યાદ રાખજો કે દરેકમાં જીંદગી રહેલી છે."

સાધુએ ગુરૂ **નાન**કને પૂછ્યુંઃ "તૃષ્ણા કેવી રીતે નાશ પામે ? માયા શી રીતે જીતી શકાય ? ક્રોધ કેમ વશ કરી શકાય ? અભિમાનનો નાશ કેમ લાવી શકાય ? અને મૃત્યુ ઉપર જય કેમ મેળવાય ?

ગુરૂ **નાન**કે જવાબમાં કહ્યુંઃ "ગુરૂ દેવની કૃપાથી સદ્ અને અસદ્ વસ્તુ વચ્ચેના વિવેકજ્ઞાનથી તૃષ્ણાનો નાશ લાવી શકાય. સત્યની ઉપર ભક્તિ રાખવાથી માયા જીતી શકાય. અહંતાનો નાશ હુંપણાનો વિચાર દૂર કરવાથી થાય; અને ગુરૂદેવને પોતાની જાત સમર્પણ કરવાથી ક્રોધ વશમાં લાવી શકાય. હુંપણાનો નાશ કરવાથી આત્મિક ઉચ્ચતાએ મનુષ્ય પહોંચી શકે છે."

સાધુ વચ્ચમાં બોલી ઉઠયોઃ "ના ! એમ નહિ, જ્યાં સુધી તમે સંન્યાસી થાઓ નહિ, ત્યાં સુધી જન્મ મરણના ચક્રમાંથી તમે મુક્ત થઇ શકો નહિ. આવો, હું તમને શીક્ષા આપું અને તમારા કાનમાં દિવ્ય કુંડળ પહેરાવું."

ગુરૂ**નાન**કે કહ્યુંઃ "સન્યાસી થવાને સન્યાસીનાં વસ્ત્ર પહેરવાની જરૂર નથી. જે ગૃહસ્થ પોતાની ઇંદ્રિયોને વશમાં રાખે છે,

અને સઘળાં કાર્યો પ્રભુપ્રિત્યર્થ પોતાનાં કર્તવ્ય સમજીને કરે છે, તે મુક્ત થાય છે. આવો ગૃહસ્થ ગંગાના પાણી કરતાં પણ વધારે નિર્મળ છે. સ્વર્ગના ઇનામની લાલચથી અથવા નરકના દુઃખના ભયથી અથવા ખોટા વ્હેમોથી જે બીજાઓને નીતિને માર્ગે દોરવા પ્રયત્ન કરે છે, તે મનુષ્ય એવા વૈદ્યને મળતો આવે છે કે જે વૈદ્ય રોગને મટાડ્યા સિવાય દરદીને અફીણ ખવરાવી તેના ઘેનથી દુઃખ ઓછું કરવા મથતો હોય."

એક દિવસે મર્દાના સીતાર બજાવતો બેઠો હતો. અને દરિયામાં પગ મૂકીને ખડક ઉપર બેસી ધ્યાનમાં મગ્ન થઇ ખુલ્લી જગ્યા તરફ દ્રષ્ટિ ફેરવતો હતો. તેવામાં ફીણવાળા દરિયાનાં મોજાં (કલ્લોલો) આવીને ગુરૂનાનકના પગે અડક્યા; તેવામાં મર્દાનાએ પોતાની સારંગી વગાડવી બંધ કરી. ગુરૂ નાનકે ઉંચી નજર કરી, ત્યારે મર્દાના હાથ જોડીને બોલી ઉઠ્યોઃ " મારૂં હૃદય કાબા જોવાને બહુ આતુર છે; કારણ કે અમારા ગ્રન્થોમાં કહ્યું છે કે જે કાબાની મુલાકાત લે છે, તે સ્વર્ગ મેળવે છે."

ગુરૂનાનકે જવાબમાં કહ્યું. " મારી પણ ત્યાં જવાની ઇચ્છા હતી. દરિયા મારફતે જતાં આપણને ઘણો સમય લાગશે, માટે આપણે સૂક્ષ્મ ભુવનોમાં થઇને ત્યાં જઇશું. હવે તમે બન્ને આંખો બંધ કરી ફક્ત મારોજ વિચાર કરો."

તેઓએ ગુરૂનાનકનું ધ્યાન કરવા માંડ્યું કે તરતજ તેઓ બન્ને સ્થૂળ શરીરમાંથી બહાર નીકળ્યા, અને ગુરૂનાનકના તેજસ્વી શરીરની પાસે આવી ઉભા.

તરતજ તેઓનાં સ્થૂળ શરીરો આકાશમાં વિખરાઇ જતાં ભાસ્યાં અને તેઓએ પોતાને ઇંડાના આકારના ચળકતા વાદળમાં ઘેરાયલા જોયા. તેઓ ઉંચા ચડ્યા, અને પ્રથમ તો તેઓને કાળા,

ઉદાસ અને ભારે ભારે લાગતા વાતાવરણમાં થઇ પસાર થવું પડ્યું, પણ ધીમે ધીમે અંધકાર દૂર હઠતું ભાસ્યું; અને તેઓ બહુજ મનોહર પ્રદેશમાં જઇ પહોંચ્યા. ત્યાં એવા સુંદર અને આકર્ષક મેઘધનુષ્યના જેવા અનેક તરેહના રંગો તેઓની નજરે પડયા. તેની સાથે મધુર, કર્ણપ્રિય અને સુસ્વર ગાયનો તેમના કાનને આનંદ પમાડવા લાગ્યાં. આ પ્રમાણે તેઓ ઉંચે ને ઉંચે ચડયા, અંતે તેઓ સાતમા સ્વર્ગમાં પહોંચી ગયા. ત્યાં રહેલા મોટા આત્માઓએ ગુરૂનાનકને આવકાર આપ્યો. ત્યાંથી તેઓ પાછા નીચે ઉતરવા લાગ્યા, અને તેઓને ઉદાસીભર્યા વાતાવરણમાં થઇ મુસાફરી કરવી પડી, અને છેવટે તેઓ એક મસ્જીદના આગલા ભાગમાં આવી ઉભા. ગુરૂનાનકે આકાશ ભણી કેટલીકવાર ધારીને જોયું, અને તરતજ ખાલી જગ્યામાંથી તેઓનાં શરીરો તેમને પાછાં મળ્યાં, જે સ્થીતિમાં તે શરીરો તેમણે મૂકયાં હતાં. તેઓની આંખપર એક ક્ષણવાર વાદળ આવ્યું, અને તરતજ સ્થૂળ શરીરમાં અગાઉની માફક તેઓ આવી ઉભા. તે સમય રાતનો હોવાથી મક્કાની હજ કરવા આવનાર બીજા જાત્રાળુઓની સાથે તેઓ ત્યાં સૂઇ રહ્યા.

સવારમાં જીવણ નામનો એક મુસલમાન મસ્જીદમાં કચરો કાઢવા આવ્યો, તેણે ગુરૂનાનકને ઢંઢોળીને ઉઠાડયો; અને બરાડા પાડી કહ્યું કે " તું કોણ છે? ઇશ્વરના ઘર (મસ્જીદ) ભણી પગ રાખીને તું કેમ સૂતો છે? "

ગુરૂનાનકે જવાબમાં કહ્યું: " જે બાજુ ઇશ્વરનું ઘર ન હોય, તે તરફ મારા પગ ફેરવ. "

તે જીવણ આથી બહુજ રાતો પીળો થઇ ગયો અને નાનકના પગ ઝાલીને તેને ચારે બાજુ ફેરવ્યો. પણ કાબા તો નાનકના પગ

તરફજ જોઇને આશ્ચર્ય પામ્યો. આથી તે બહુજ ક્રોધે ભરાયો અને નાનકને ચારે બાજુએ ફેરવ્યાંજ કર્યો, પણ જે જે બાજુએ તે નાનકના પગ ફેરવે તે તે બાજુએ નાનકના પગ આગળ કાબાનો પત્થર તેના જોવામાં આવ્યો.

તે ઉપરથી તે કચરો વાળનાર જીવણ ગુરૂનાનકના પગે પડ્યો અને ક્ષમા માગી.

આ વાત તરત આખા મક્કા શહેરમાં પ્રસરી રહી, અને એકાદ કલાકમાં તો ગુરૂનાનકની પાસે તે શહેરના બધા મૌલવીઓ અને કાજીઓ આવ્યા અને ભરાઇને બેસી ગયા; અને મુખ્ય કાજી ગુરૂનાનકને સવાલ પૂછવા લાગ્યો. પ્રથમ સવાલ એ કર્યો કે "તું કોણ છે? તું હિંદુ છે કે મુસલમાન?"

ગુરૂનાનકે જવાબ આપ્યો, "જો હું એમ કહું કે હિંદુ છું, તો તમને મારા વિષે ખોટો ખ્યાલ આવશે. પણ હું મુસલમાન નથી. પણ પાંચ તત્ત્વોનું આ શરીર બનેલું છે, તેમાં ઇશ્વર બીરાજે છે."

કાજીએ ગુસ્સાથી પૂછ્યું: "તું કઇ ગ્નાતિનો છે, તે ખુલ્લે ખુલ્લું કહી દે."

ગુરૂનાનકે કહ્યું: "હું તો ફક્ત ઇશ્વરનો એક નમ્ર સેવક છું. હિંદુઓ પોતાની જાતને છેતરે છે. અને મુસલમાનો હદપારના ધર્મચુસ્ત લાગે છે. હું આ બન્નેમાંથી બચું તેટલા માટે ઇશ્વરની પાર્થના કરૂં છું. જ્યારે હિંદુ પૂજા કરવા બેસે છે, ત્યારે તે પોતાના પગ, હાથ તથા વાસણ વગેરે ધૂએ છે, પણ તે વખતે ક્રોધ, લોભ, કામ વગેરે વાસનાઓ તો ચાલી રહેલી હોય છે. અને મુસલમાનો મોટેથી બુમો નાખે છે કે તેઓજ ફક્ત ખરા આસ્તિક છે, બાકીના બધા નાસ્તિક છે."

કાજીએ કહ્યું: "ખરી વાત! હિંદુઓ ઘણા દેવને માને છે, તેઓ

અમારી માફક એક દેવને માનતા નથી. ખરેખર તેઓ નાસ્તિક છે. તેઓને નરકની અગ્નિમાં બહુજ પીડા ભોગવવી પડશે."

**નાનકે** જવાબમાં કહ્યું: "કાજી સાહેબ! તમે ધર્મનું મૂળ તત્ત્વજ ભૂલી જાઓ છો. નમ્ર થવાને શીખો, આપણું મર્યાદિત મન ઇશ્વરની અમર્યાદિત શક્તિનો પાર પામી શકે નહિ. તમારૂં હૃદય ઘણા સમયથી પત્થર જેવું બનેલું છે, તેનો ભૂકો કરી તેની માટી બનાવો કે જે માટીમાં પુષ્પો ઉગી શકે. ફુલો કદાપી પત્થરપર ઉગતાં નથી. ઈશ્વરના બાળકોનું લોહી વહેવરાવીને તે પરમકૃપાળુ અને પરમક્ષમાવાન્ પ્રભુને તમે કેવી રીતે પ્રસન્ન કરી શકશો?

કાજીસાહેબ બોલ્યા: "પવિત્ર કુરાનમાં એવું ફરમાવ્યું છે, ફક્ત ડુક્કર મારવાની મના કરી છે."

ગુરૂ**નાનકે** કહ્યું: "અરે તમે ધર્મશાસ્ત્રોનું રહસ્ય (છુપો અર્થ) સમજતાજ નથી. જો કપડા ઉપર લોહીનો એક ડાઘો પડયો હોય તો તે કપડું અપવિત્ર બને છે, અને પ્રાર્થના કરતી વખતે તે વપરાતું નથી: તો પછી જેઓ બીજાને મારી નાખે તેવાઓનાં મન કેવી રીતે પવિત્ર અને પ્રાર્થનાને યોગ્ય હોઇ શકે?"

કાજીએ કહ્યું: "તમે તો કહો છો કે પ્રાણીઓને મારવામાં પણ પાપ છે; પણ અમારા પવિત્ર ગ્રન્થોમાં કહ્યું છે, કે જેઓ નાસ્તિકોને મારશે તે સીધા સ્વર્ગે જશે."

ગુરૂ**નાનકે** લંબાણથી જવાબ આપતાં કહ્યું: "શું **મહમદ** પેગમ્બરે એમ નથી કહ્યું કે **એક** ઈશ્વર છે અને તેણે આ સઘળી દુનિયા અને સઘળાં પ્રાણીઓને ઉત્પન્ન કર્યાં છે? જ્યારે **હ**ઝરત **મહમદ** ધર્મશાસ્ત્રો વિષે બોલ્યા છે, ત્યારે તેમણે **એક** ધર્મશાસ્ત્ર એમ કહ્યું નથી, પણ ધર્મ**શાસ્ત્રો** એમ કહ્યું છે. **એક** પેગંબર વિષે કહ્યું નથી

પણ **પેગંબરો** વિષે કહ્યું છે. **જે ઈશ્વરના ધર્મશાસ્ત્રોને અને ઇશ્વરના પેગંબરોને માનતો નથી તે નાસ્તિક છે,** પણ જેઓ આમાંના એકને પણ અડગ શ્રદ્ધાથી માને છે, તેઓ આસ્તિક છે. તમે એવો આરોપ મૂકો છો કે હિન્દુઓ ઘણા દેવોને માને છે, પણ તમે જાતેજ તેમને માનો છો; કારણ કે હિંદુઓના દેવો એ દિવ્ય-શક્તિધારક આત્માઓ છો, જેને તમે ફીરસ્તાઓ તરીકે ઓળખો છો, અને હિંદુઓ તેમને દેવો કહે છે. તમે એક પુરૂષરૂપ ઈશ્વર માનો છો, ત્યારે હિંદુઓ તો તેથી પણ આગળ વધીને કહે છે કે ઈશ્વર સર્વવ્યાપક છે, અનંત છે, અજ્ઞેય (જાણી ન શકાય તેવો) છે અને તેના સંબંધમાં વિચાર પણ ન કરી શકાય તેવો છે. એક સત્ય જે સર્વવ્યાપક છે, અને સર્વ દેશને વાસ્તે છે, અને જે એક સરખુંજ છે, તે ખડકમાંથી સઘળા ધર્મો ખોદી કાઢવામાં આવેલા છે. માટે જે જે મહાન્ પેગંબરોએ–ધર્મસંસ્થાપકોએ પ્રકટ કર્યું છે, તેમાં અંતરથી તો એકતા છે, અને મૂળતત્ત્વે તે બધા ધર્મો એક સરખા છે. પણ જૂદા જૂદા દેશો અને જમાનાના સુધારા અને પ્રચલિત રીત રીવાજોને લીધે બ્હારના આકાર અને રંગમાં ભેદ પડે છે. વસ્તુતઃ સઘળાં ધર્મોનાં મૂળસિદ્ધાંતો એક સરખા છે."

કાજી ગુરૂ **નાનક**ને નમી પડયો, અને પોતાની સાથે રહેવાને તેને ઘણો આગ્રહ કર્યો. ગુરૂ**નાનકે** કાજીની સાથે કેટલાક દિવસ પસાર કર્યા,અને પછી હિંદુસ્થાન જવાને નીકળ્યો.

આખરે ગુરૂ **નાનક** પોતાના ગામ આવી પહોંચ્યો. સઘળા દેશોથી અને સઘળી જગ્યાએથી ટોળાબંધ શિષ્યો તેમની આસપાસ ભરાવા લાગ્યા. અને તે સર્વને ગુરૂ **નાનકે** બ્રહ્મવિદ્યા શિખવી. અને તે દ્વારા સઘળા મતમતાંતરોના ભેદોનું સમાધાન કરવાનો તેમણે પ્રય-

ત્ન કર્યો. તે વારંવાર ઉપદેશ આપતો કે બધા ધર્મોનું મૂળ સત્ય છે કે જે જગત્‌ની શરૂઆત થઇ તે અગાઉનું છે, હાલ હયાત છે, અને કદાપી નાશ પામશે નહિ. તેમણે મૌલવી અને પંડિતને, ડર્વીસને અને સન્યાસીને એક સરખી રીતે ઉપદેશ આપ્યો. તે સઘળાઓને તે જણાવતો કે જગતના બધા શબ્દો એકઠા મૂકીએ તોપણ દેવાધિદેવ તે પ્રભુ વર્ણવી શકાય નહિ, અને તેના સંબંધમાં તકરાર કરવી તે નિરર્થક છે, કારણ કે પ્રભુ તકરારથી નહિ પણ શોધવાથી મળે છે. શુદ્ધ ચારિત્ર રાખવાને અને ઉત્તમ વિચારો કરવાને ગુરૂનાનકે ખાસ ઉપદેશ તેના શિષ્યોને આપ્યો હતો. કારણ કે આ સદ્દગુણોથી મનુષ્ય ધીમે ધીમે સ્વાર્થત્યાગના સાંકડા રસ્તાપર ચાલી શકે છે.

ગુરૂનાનકે એક દિવસ પોતાના શિષ્યોને જણાવ્યું કે પ્રભુ પાસે જવાનો મારો સમય સમીપ આવ્યો છે, અને પછી થોડા વખતે આ સ્થૂલ શરીરનો તેમણે ત્યાગ કર્યો. ગુરૂનાનકના ભક્તોમાં હિંદુઓ તથા મુસલમાન બન્ને હતા. તેના મડદા સંબંધી હિંદુઓને અને મુસલમાનોને ભારે તકરાર થઇ. હિંદુઓ કહે કે અમે તે બાળીએ, અને મુસલમાનો કહે કે અમે તે દાટીએ. તકરાર વધી પડી અને તેઓ તરવાર ઉપર હાથ નાખવાની તૈયારીમાં હતા. તેવામાં એક વૃદ્ધ માણસની સૂચનાથી તેઓએ તે ગુરૂનાનકના મુડદા ઉપરની ચાદર ઉપાડી. તરતજ ત્યાં ગુલાબનો ઢગલો તેમની નજરે પડયો. તેઓ સઘળા નમ્રતાથી ધુંટણીએ પડયા, અને પ્રાર્થના કરી, અને ચાદર સુદ્ધાં તે ફુલોનો અર્ધો ભાગ વ્હેંચી લીધો. હિંદુઓએ અર્ધો ભાગ બાળ્યો અને મુસલમાનોએ અર્ધો ભાગ દાટી દીધો.



# વાંચવા યોગ્ય ઉત્તમ પુસ્તકો.

કીંમત. રૂ. આ. પ

| | |
|---|---|
| ગુરૂદર્શન (પવિત્ર જીવન ગાળવાનો માર્ગ દર્શાવનાર) બરોડા સ્ટેટે લાયબ્રેરી તથા ઇનામ માટે અને સરકારી કેળવણીખાતાએ લાયબ્રેરી માટે મંજુર કરેલું. | ૦-૬ |
| દયાનો ઝરો (માંસાહારી પ્રજામાં ખાસ વ્હેંચવા લાયક) | ૦-૪ |
| યોગમાર્ગનો ભોમીઓ (મન વશ કરવાની સરળ યુક્તિ). | ૦-૨ |
| જ્ઞાનદીપક (એક ઉત્તમ નિબંધ). | ૦-૩ |
| સ્ત્રી કેળવણી અને સદ્વર્તન. | ૦-૨ |
| મરણ પછીની સ્થિતિ--મનુષ્યનું ભવિષ્ય પોતાના હાથમાં, જાહેર હિમ્મત, શાંતિનું સ્થળ, દરેકની કીંમત. | ૦-૧-૦ |
| સુબોધચંદ્ર (આધ્યાત્મિક નૉવેલ). | ૦-૮-૦ |
| આત્મનિરીક્ષણ (આત્મશુદ્ધિનો સરલ માર્ગ). (પોસ્ટેજ સારૂ અર્ધા આનાની ટીકીટ બીડી આપવી). | મફત. |
| ધર્મોપદેશ. | " |
| શ્રી મહાવીર ચરિત્ર. | છપાય છે. |
| શ્રી બુદ્ધ ચરિત્ર. | " |

મળવાનું ઠેકાણું—

**શાહ સોમચંદ ભગવાનદાસ.**

છાપવાના તથા લખવાના કાગળના તથા સ્ટેશનરીના વહેપારી.

**ઠેકાણું-પાનકોરને નાકે દુકાન નં. ૨૦૮૭.**

**અમદાવાદ.**